# સ્ત્રી મનોરંજક

## ગરબાવળી.

રણછોડજીના ગરબા સાથે.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

ત્રણ દરવાજા—અમદાવાદ.



અમદાવાદ.



ધી જૉબી પ્રિન્ટિંગ વર્કસ.

સંવત ૧૯૬૨ સન ૧૯૦૬

# ડાકોરના રણછોડજી મહારાજનો ગરબો.

અલબેલીરે અંબે માત, જોવાને જઈએ એ રાગ.

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા;
કરી બોડાણાપર મેહેર, હો મોરલીવાળા. ટે૦.
અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેષરે;
વેદ વીસારી વીરમે પામ્યા, સમજ્યા નહી લેશ રણછોડ, ૧
મહા મોટમ મહારાજ તારી, મુખથી કેમ કેહેવાયરે;
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પક્ષીની તરષા જાય. રણછોડ. ૨
મંદગતી મહારાજ મારી, મલીન મારૂ મનરે;
સરણે રાખો સામળીઆ, મને જાણી તમારો જન. રણછોડ. ૩
દ્વારકાના વાશી રાય, રણછોડ તમારૂં નામરે;
ધણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ. રણછોડ. ૪
બોડાણાની ભક્તિ ભાવી, સુંદરજી ભલી તમનેરે;
અઢળકઢળીઆ ધરણીધર, દુર્લભ છો આગમ નીગમ. રણછોડ. ૫
ધન બોડાણા ધીરજ તારી, ધન ધન તારી માતરે;
પાતળીયો પોતાના કીધા, હેતે લીધા હાથ. રણછોડ. ૬
સીતેર વરશે શેવા કરીને સામળીયો સમજાવ્યારે;
ડાકોરથી તો દવારકાં માંહે, વરસે બે ત્રણ ફેરી ખાવા રણછોડ. ૭
કરમાં તુળશી વાવીરે. જઈ ચતુરભુજને ચડાવીરે;
પ્રભુજી તો પ્રસન થયાને દીલમાં દયા આવી. રણછોડ. ૮
અલબેલો બોલ્યા એમ, મુખથી બોડાણાની સાથને;
એકાંતે આવીને કહ્યું, તે કોઈ ન જાણે વાત. રણછોડ. ૯
ઘણા દિવસ તેં મારે કાજે, મોટુ કષ્ટ કીધુરે;
વપુ તારૂ વૃધ થયું, તે જોપ મારૂ મન બાંધુ. રણછોડ. ૧૦
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણે નથી ચલાતુ, તે માટે જવું ધામ. રણછોડ. ૧૧

કહ્યું મારૂં માની કાલે, જા તું ડાકોર ગામરે;
વેહેલ લાવ તું વાત ન પુછે, મનમાં રાખી હામરે. રણછોડ. ૧૨
ખોડાણો કહે બાપજી, હું વેહેલ કયાંથી લાવું રે;
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું. રણછોડ. ૧૩
મોહનજી કહે માગી લાવો. જેવી તેવી વેહેલરે;
જાત જોવાનું કામ નથી એ જોડી લાવે બેલ રણછોડ. ૧૪
ખોડાણાને વચનજ આપી. વિદાય કીધો વળતીરે;
વનમાળી કહે તારે મારે, વાત આવી છે મળતી. રણછોડ. ૧૫
વરૂં કહીને વીઠલજીને. ચરણે પડયો કરજોડીરે:
લાજ મારી લટકાળા, તમો રાખજો શ્રી રણછોડ રણછોડ. ૧૬
અતી આતુરતા અંગમાં, ને આવ્યો ડાકોર ગામરે;
પાડોશીને પેરે કહી, મારે તમ સરખુ છે કામ રણછોડ. ૧૭
ઉપકાર માનું તમ તણો જો, આપો બળદને વેહેલરે;
જાવું દ્વારકાં છેલે ફેરો, તીકમજીની ટેલ. રણછોડ. ૧૮
પુરવાશી પાડોશી કહે બાપ. જેવી તેવી મળશે;
જેમ તેમ કરીને જોડી ભાઈ, ભાગ્ય તારૂં ફરશે રણછોડ. ૧૯
એવું સાંભળી ઉઠયો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે;
વેલા કરતાં વનમાળીનો, મંદીર પાછળ છોડી. રણછોડ ૨૦
ગુગળી સહુકો હસવા લાગ્યા કઉતક સરખી વાતરે;
ખોડાણો તો આણે આવ્યા, લેઇ જગતને નાથ. રણછોડ. ૨૧
વેહેલને બે બળદ જોતાં, હસે છે મુખ મોડરે;
અરે ભાઇ ભુતળમાં ના મળે. આવી બીજી જોડ રણછોડ. ૨૨
ખોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાતરે;
ઇશ્વર ઇચ્છા કોઇ ના જાણે કેવુ થશે પ્રખ્યાત. રણછોડ. ૨૩
સંધ્યા થતાં સેન કરાવ્યું. રણછોડજીને રંગભેરરે;
અરધી રાતે ઉઠયા પોતે પ્રિતમે હરી પેર. રણછોડ. ૨૪
તાળાં તોડયાં ભુંગળ ભાગી, આવ્યા મંદીર બાહારરે;
ખોડાણાની પાસે આવી, પ્રેમે કરયો પોકાર. રણછોડ. ૨૫
જાગ જાગ તું ઝટપટ કરીને, વીઠલ કહે વેહેલ જોડરે;

બોડાણો ઝબકીને જાગ્યો: દીઠા શ્રી રણછોડ  રણછોડ. ૨૬
ગદ ગદ કંઠે ગળગળતુ બોલે, થર થર ધ્રુજે અંગરે;
ગોવીંદજી હવે શી ગત થાશે, તમો રાખજો રંગ  રણછોડ. ૨૭
બળદ તો બેસે ને ઉંટ ચાલે નહી લગારરે;
પ્રાતસમે તો પકડશે મુને. મારસે બહુ માર  રણછોડ. ૨૮
જગજીવન જેમ તેમ તેમ કરતું. ઝાંપા સુધી કહાડરે.

હાંકીસ હું પછી હેત કરીને, માનીશ તારો પાડ  રણછોડ. ૨૯
જેમ તેમ કરતાં ઝાંપા સુધી, પાછલી રાતે પોહોચ્યારે;
રથ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સુતા  રણછોડ. ૩૦
વેગે વહેલ ઉડાડી પોતે. અંત્રીક્ષથી અલબેલરે;
ઉમરેઠને ડાકોરની વચ્ચે, આણીને તે મેલે.  રણછોડ. ૩૧
બોડાણાને કેહે જગજીવન. જાગી જોને વટરે;

પ્રાતઃ થયો ઉઠ આળસ મેડેથી. જો આવ્યો કાંઇ ઘાટ  રણછોડ. ૩૨
આંખ ઉઘાડી દિઠું જોયું; બોડાણે તેહીવારરે;
સામળીયા રીઝાડો મારા ગામ તણો ગીરધાર  રણછોડ. ૩૩
અલબેલો ઉતરીયા હેઠે, લીંબ તળે લટકાળોરે;
વિસરામ કીધો વાલાજીએ. ગ્રહીને થાક ટાળ્યો.  રણછોડ. ૩૪
લીંબડાનુ લટકાળા તમે, એક ડાળ કીધું મીઠું રે;
કર અડકાડી કડવાસ કાહાડી, તે સહુએ નજરે દીઠું.  રણછોડ. ૩૫
પાતાળે ત્યાં પગલાં પડ્યાં, પોતાનાં સાક્ષાતરે;

અદ્યાપી એંધાણી તેની. સરવે જાણે વાત  રણછોડ. ૩૬
એમ કહી અલબેલો આવ્યા, દડગડ ડાકોર ગામરે;
બોડાણા પ્રતે એમજ બોલ્યા, મને રહેવાને કર ઠામ.  રણછોડ. ૩૭
[illegible] કંઇ ધામ તજ્યું મેં, તે સઉ કેએ જાણ્યું રે.

મંદીરમાં મુજને નહી દેખે, જ્યારે વાશે વાહાણું.  રણછોડ. ૩૮
ધસમસ કરતા ધાઇ આવશે, ગુગળી બરતળ રે;
સામળીયો કહે મુજને સંતાડી, તું ઝાલી બેશને માળ.  રણછોડ. ૩૯
ગોમતીમાં ગોવીંદજી પેઠા, વાચ્યમાં તતકાળરે;

ગાબો દેતા ગુગળા આવ્યા થોડે દીવસે ચાલી રણછોડ. ૪૦
બોડાણાને બાંધી લાવો ગુગળી એમ બોલ્યારે;
બોડાણો મોરસ થઇ ગળતા, ગયા સહુના પેહેલા રણછોડ. ૪૧
આવતામાં આંખ ચઢાવી, ગુગળીએ વીકરાળરે
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભુદરજી ભુપાળ રણછોડ. ૪૨
બોલ બોલ કહી બરછી મારી, મુરછાગત તે પડ્યોરે;
અંગીકાર કરી અલબેલે, હરીએ દાસે પેડો રણછોડ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું, તે જાહેર જુગ મોઝારરે;
એ એંધાણે અલબેલાજી, સોધી કાડ્યા નીર બહાર રણછોડ. ૪૪
બે વચને ત્યાં બળવત બોલ્યા, હું હવે નહી ત્યાં આવુ રે.
મુજ બરાબર સોનું લઇને, કરો તમે મન ભાવ્યું રણછોડ. ૪૫
લાલચમાં લપટાયા સરવે, લોભમાં લેરાયારે;
સરકાર સરવે પંચ મળીને, તાંસ તારે લાવ્યાં. રણછોડ. ૪૬
સામાસામી લખ્યું લઇને, બોડાણો એમ બોલ્યેરે;
એકાંતે અલબેલા સાથ; પ્રીતે પડદો ખોલ્યો. રણછોડ. ૪૭
મહારાજા મુજ પાસ નથી, વાલ કેરી વીંટીરે;
સોનુ જોઇએ શામ બરાબર ચીતમાં ચીંતા પેઠી રણછોડ. ૪૮
ગોવિંદજી કહે ઘેર જઈને, ગંગાબાઈને પુછોરે;
સવા વાલની વાળી છે, લાવો ક્યાં તમે પુછો રણછોડ. ૪૯
ઘર આવીને ગંગાબાઈને, વાત કહી વિસ્તારીરે;
વાળી લઇ વનમાળી તેડે ગોવીંદની ગત ન્યારી રણછોડ ૫૦
ત્વરત લઇને તારે આવ્યા, વાણી રાણી પાસરે;
લજ્જા રાખીને લટકાળા, હું ચરણ કમળની દાસ. રણછોડ. ૫૧
વડના ડાળે ત્રાંસ બાંધ્યાં, તારકમજીને તેડ્યારે;
વાળી નનેમી વાલમ કરયા, પછે જેજે સહુકો બોલ્યા રણછોડ, ૫૨
આંખા થઇને જગજીવનને ગુગળી ગાળો દેહેરે;
કાળા તુજમાં કપટ ભરયું છે, અંકેરી રહેછે રણછોડ. ૫૩
બાળપણે તે મામો મારયો મથુરા નગરી માંયરે;

આજ લગી અમને અથડાવ્યા, હવે જઇએ ક્યાંય રણછોડ ૫૪
પ્રભુ કહે પાછા ફરો. જાઓ દ્વારકાં મોજારરે
સ્વરૂપ મારૂ સેવંત્રીમાં છે, તે કહાડજો બહાર રણછોડ ૫૫
નીરાશ થઇ નીસાસો મુકી, ગુગળી ઘેર પધાર્યારે,
સેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાંનો પધાર્યા, રણછોડ ૫૬
સંવત બારને બારમાં, પ્રભુ બાકી કશી ન રાખીરે.
દયા કરીને ડાકોરમાં આવ્યા, તે સરવે પુરે સાખી રણછોડ ૫૭
વરસ પાંચસે અગનોત્ર સુધી, અલબેલે એમ કીધુ રે;
ત્યાં લગી તેઠ ગોમતી તીરે, સઉને દરસન દીધું રણછોડ ૫૮
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટોરે;
પીતાજીશુ પરપંચજ કીધો, મનમાં મેલ છે ખોટો રણછોડ ૫૯
તેણે મન માન્યું મોહનજીનું, મંદીર તો આદરવુ રે;
જગજીવનને જોગ મેળવયા, પરમેશ્વરનું કરવું, રણછોડ ૬૦
કારજ કીધું જાણી વજીર, રતનસીંગને તેડેરે;
મોહનજીનું મંદીર મોટું, કરવુ દીવસ થોડે રણછોડ ૬૧
મંદીર કરીને માહારાજને, પધરાવ્યા ત્યાંથી પ્રીતેરે;
સંવત સતર એકાશીમાં, રંગલો રંગ રીતે રણછોડ ૬૨
માણેકહારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વધામણ વાજીંત્ર લેઇ, સરવે સમાજે આવે રણછોડ ૬૩
મોટુ માહાતમ જાણીને, જન સરવે દરસણે આવેરે;
જેર સામગરી શણગાર સારા, સામળીયાને લાવે રણછોડ ૬૪
મેળો મહાભારત થયો, તે મંદીરમાં ન માયરે;
જગજીવનને જોવાને તો જન ઘણા ત્યાં જાય રણછોડ ૬૫
ત્યારે માહારાજે મનસુબો કીધો, મંદીર મોટુ કીજેરે;
ઉંચે આસને તમો બેસીને, દરસન સઉને દીજે. રણછોડ ૬૬
ત્રાંબેકરને તરત કહ્યું, તે ક્ષણું ન લાગી વારરે;
ડાકોર મધ્યે દોઢી આવ્યો, પુનાનો રહેનાર રણછોડ ૬૭
આવીને અલબેલા કેરૂં, આરંભ્યુ મંદીરરે;

સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો ધીર રણછોડ ૬૮
કામ કરતાં કસર ન કરશો, પઇસો પુરો પાડું;
ધન્યનો ધરણીધરનુ સરવે, શ્યામ મુરતક ગાડું રણછોડ ૬૯
પાયામાં તે પથર પુરયા, સીસું ઢોળ્યું સારરે;
મોહનજીનું મંદીર કીધું, શોભાનો નહી પાર રણછોડ ૭૦
મહારાજનું મંદીર થયુ, ત્રીજે વરસે તઇયારરે;
પ્રભુજીને પધરાવા તણો; કીધો છે નીરધાર રણછોડ ૭૧
સરવ મળીને સામળાયાની, પાસે આવ્યા પ્રીતેરે;
મહુરત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે રણછોડ ૭૨
મહુરત જોઈને જોશી કેહે છે, મંદીરમાં પધારાવોરે;
મોટું મહુરત આજ દહાડો, ફરી ન આવે આવો રણછોડ ૭૩
અલખેલાજીને હિયડે પણ, બેસે નહી તલ માત્રરે.
વીચારી સહુ વિસ્મે પામ્યા, ગળીયાં સહુનાં ગાત્ર રણછોડ ૭૪
શુ થાશે સામળીયા મોટું મંદીર મીઆ થાશેરે.
તાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મરી જાશે રણછોડ ૭૫
પ-ન કાન ગડુ પેકીન ાં, પાતળીયા પધરાવ્યરે.
તોયે પણ મોહન ન માને, મોટે મંદીર જાવા રણછોડ ૭૬
સાંજ પડીને સહું કોઇ થાકયા, કાંઇ ન સુજે વાતરે.
અલબેલાને એમ ગમ્યું નહી, હેઠા પડીયા હાથ રણછોડ ૭૭
પ્રભુએ પેરયો પુરવાશા, કોઇ બોલ્યો આવી વાત;
જુગજીવનને જોઇએ બાઇઓ, બોડાણાની જાત રણછોડ ૭૮
તેના કુળમાં કોઇ હોય તો, અલબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી તઉઠે રણછોડ ૭૯
સોધ કરીને શોધી કહાડયો કુળ મધેનો કોઈરે.
જોતામાં જુગજીવન ફરે, મન રહ્યુ છે મોહી રણછોડ ૮૦
અલબેલાને અંગે અટકયા સંગે સઘળો સાથરે;
અંત્રીક્ષથી ઉઠયા અલબેલો, તે કોઇના જાણે વાત રણછોડ ૮૧
...ની પતળીઓ લઇને, મોટે મંદીર આવ્યારે;

સીંઘાસન ઉપર રામણીઓ, હરજી હેતે આવ્યા રણછોડ ૮૨
સંવત અઢાર અઠાવીશે, પ્રીત કરી પધારયારે;
સહુને સુંખ આપ્યું આમણીએ, અંગે રંગ વધારયા રણછોડ ૮૩
બોડાણુનું બીરદ જણાવા, વંશ બોલાવ્યા વહાલેરે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારા આલે રણછોડ ૮૪
ડાકોર કીધું દ્વારકાં, તે ત્રીકમજી તત્કાળેરે;
લત લત મારી લેખે લખજો, તમે પિતા હુ બાળ રણછોડ ૮૫
સીંઘાસણની શોભા સારી, આરસનું માંહી કામરે,
મધ્યે મોહન તમો બીરાજો, જોવા સરખુ ધામ રણછોડ ૮૬
ચરણ કમળનું ચીતાવણ કરતાં, ચીતા ચીતા ઓલાયરે:
નેપુરં ઝાંઝર ઘુઘરીઓ, અલબેલા લેવુ બલાય રણછોડ ૮૭
પીતાંબર પીળુ છે તેની, કસબની છે કોરરે;
જડીત્ર કંદોરો જોડે શોભે ઘુઘરીનો ઘમઘોર રણછોડ ૮૮
કસબી વાઘો કનક સરીખો, પટકો પીળો શોભેરે;
લેહેર કસબની છેક ઉપર, અલબેલાને ઓપે રણછોડ ૮૯
ચારે હાથે ચતુરભુજને, કડાં ચુનીઓ વાળારે;
સાંકળી અંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં રણછોડ ૯૦
આંગળીએ અંગુઠી હિજવાળી, વેઢ અને વીંટીરે;
પુંચી સાંકળાં પાતળીઆને, મુખમાં મોરલી મીઠી રણછોડ ૯૧
મોતી માળા ત્રણ તેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોટી માંહે, ચરણે જઇને ચોપે રણછોડ ૯૨
સોનાની સાંકળીઓ હોરો, હુમ હુમીઓ માંહી ઝળકેરે
સંખ ગદા પદ્મને ચકર, ચારે હાથે ચળકે રણછોડ ૯૩
ગળેબંધ ગળામા સોહીએ, કાને કુંડળ મોતીરે;
જડાવનું તીલક જદુવરને, અખંડ જ્યોત ઉદ્યોતી રણછોડ ૯૪
મુગટ મનોહર મહારાજનો, જુગમાં ન મળે જોડરે.
મધ્યે ચુનીઓ ચળકે ઝાઝી કલકીનો તોરો રણછોડ ૯૫
અદભુત રૂપ ગાસંદમાં ન આવે, એક રસના શું ભાખુરે;

અપાર તેનો પાર નથી, હુ કેમ કરી ઝાંખું રણછોડ ૫૬
જેને જેવો જોઇએ તેને, તેવો અલબલેરે.
ગત્રાય તેમ ગુણ એના ગાજો, રખે મુળગો મેલો રણછોડ ૫૭
ધન બોડાણા ધીરજ તારી, ભગવતને તે બાંધ્યારે.
જોગી મુનીને જે છે દૂર્લભ તે પ્રભુ તુજને બાંધયો રણછોડ ૫૮
હાસરામાં ઠીક નીકળયો, પ્રગણામાં પ્રીતરે;
દુનીયામા તે ડંકો કીધો, ડાકોરમાં રહે રંગ રીતે રણછોડ ૫૯
ચાર જુગમાં જાણ થયો તુ, બોડાણો બલીહારીરે;
તન મન ધન તે ત્રીકમ ઉપર, સરવે નાંખ્યુ વારી રણછોડ ૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે
અવગુણનોતો આંક નથી, તમે સામળીયાજી સેહેજો રણછોડ ૧૦૧
જો મોહન મનમાં જાણો તો, જુગમાં ન મળે જોરરે.
ત્રાહ ત્રાહ શરણાગત રાખો, રંગીલા રણછોડ રણછોડ ૧૦૨
જેજે અવગુણ જાશો તે પ્રભુ, મુજમાં ભરયા ભરપુરરે.
આળ કરો તો ઉડી જાવું, જેમ આકડનુ તુર રણછોડ ૧૦૩
સામળીઆ તમો સામુ જુઓ, સ્નેહ ધરી શામરે.
મન ફેરવો મોહન મારૂં, સેજે થાએ કામ રણછોડ ૧૦૪
ચરણ કમળમાં ચીતડું મારૂં, તાણીને તમો રાખોરે.
ધણી થઇ ગીરધારી મુજને, તરછોડી ના નાંખો રણછોડ ૧૦૫
બેઉ કરજોડી ચરણે લાગુ સો સો કરૂ સલામરે.
રણછોડને તમે રાખ્યા રશીયા, ખાના જાત ગુલામ રણછોડ ૧૦૬
રાય રણછોડનો ગરબો, જે કોઇ ગાશે પુરણ પ્રીતેરે,
તે ઉપર રીજે રંગીલો, રસબસ થઇ રંગ રીતે રણછોડ ૧૦૭
સહુ મળીને સાંભળજો ભાઇ, કહુછું વારંવાર.
ભુલ્યું ચુક્યુ માફ કરજો કરતા છે કીરતાર રણછોડ ૧૦૮
સંવત અઢાર અગનોતરે આઠમ આસો માસરે;
કૃષ્ણ પક્ષને રવીવારરે, ગુણ ગાય છે રણછોડદાસ રણછોડ ૧૦૯

---

## શ્રી અંબાજીના મહિના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે — મા અંબાજી.
અલબેલી અંબા સાંભળ માહી વાતરે — મા અંબાજી. ૧
વાત સાંભળીને સમરૂ શ્રી હરી નાથરે — મા અંબાજી.
તારા દરશનની મને મોટી અંબા આશરે — મા અંબાજી. ૨
માગશર માસે મન મળવા અકળાયરે — મા અંબાજી.
વારી ઈચ્છા કરતાં અંબા દિન વહિ જાયરે — મા અંબાજી.
દીન વહિ જાયને આશા મુજને મોટીરે — મા અંબાજી.
તારા રંગમંડપમાં હું નવ આવી લોટીરે — મા અંબાજી. ૪
પોસ માસે મુજને મળવા સોસરે — મા અંબાજી.
મુજ રાંક ઉપર શો ધરવો રોશરે — મા અંબાજી. ૫
રોશ ન ધરીએ તમેછો દેવી દયાળરે — મા અંબાજી.
જેનુ નામ ધરાવે સેવક જન પ્રતિપાળરે — મા અંબાજી. ૬
મહા મહિને કાંને વરત સાંભળ્યાં તમારાંરે — મા અંબાજી.
મા શું જુઓછો કુડાં કરમ અમારાંરે — મા અંબાજી. ૭
કુડાં કરમની કરણી છે મધ્યાનરે — મા અંબાજી.
તારા દરશનનું મને મોટુ અંબા ધ્યાનરે — મા અંબાજી. ૮
ફાગણ માસે ફરી ફરી ઉઠે અંગરે — મા અંબાજી.
રંગ ભરયાં મનડાં ન કરશો ભંગરે — મા અંબાજી. ૯
ભંગ ન કરશો તનકુ અમારૂ તલખેરે — મા અંબાજી.
ચીત અમારૂ ચરણે આવી અટકેરે — મા અંબાજી. ૧૦
ચઈતર મહિને ચિંતા મુજને ઝાઝીરે — મા અંબાજી.
જન્મ ધરી નવ નીરખ્યાં અંબા માજીરે — મા અંબાજી ૧૧
નવ નિરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે — મા અંબાજી.
વળતાં ક્યાંથી દેખીશ માનાં મુખરે — મા અંબાજી. ૧૨
વૈશાખ મહિને વરશ જાય દેહ નાહીરે — મા અંબાજી
માં હવે વળતી વેળા રહી છે માહીરે — મા અંબાજી. ૧૩
વેળા માઠીને માથે મારુ દુખરે — મા અંબાજી

હું ક્યારે દેખીશ માનાં સ્વરૂપરે મા અંબાજી. ૧૪
જેઠ માસે મુજને તેડો હેતરે મા અંબાજી.
નહિ તેડો તો જીવણુ જાશે વેહરે મા અંબાજી. ૧૫
વેઠ જાશે ને મિથ્યા થાશે જન્મરે મા અંબાજી.
ભાગ્ય નથી પણ ઓછાં અમારાં કરમરે મા અંબાજી. ૧૬
અસાડ માસે અટક ન ધરીએ મનરે મા અંબાજી.
તારા દરશન માટે તરસે મારૂં તનરે મા અંબાજી. ૧૭
તન તલસે ને દયા ન આવે મારીરે મા અંબાજી
મા દયાળી દીલથી શું મુકો કાઢીરે મા અંબાજી. ૧૮
શ્રવણુ માસે સંઘ ભરાય બહુ ભારીરે મા અંબાજી.
મા જેને ઇછા હોય તે આવે તારે પારે મા અંબાજી. ૧૯
થા સંઘ ભરાયને ઇચ્છા થાયરે મા અંબાજી.
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે મા અંબાજી. ૨૦
ભાદરવા માસે શીદને મન ભમાવોરે મા અંબાજી.
તારા દુરલભ દરશન આપી તાપ સમાવોરે મા અંબાજી ૨૧
તાપ સમાવોતે શીતળ કરો સાચરે મા અંબાજી.
શીશ નમાવતી, પ્રાયશ્ચિત્ત પ્રલે માનરે મા અંબાજી. ૨૨
આસોમાસે અરજ સાંભળીને વેહેલા રે મા અંબાજી.
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે મા અંબાજી. ૨૩
હેલ્પ કરીને પુરો મનની આશરે મા અંબાજી.
મા શેવક જનને તેડો તમારી પાસરે મા અંબાજી. ૨૪
બારે માસ પુરણુ કાધા માતરે મા અંબાજી.
મા વિષમપરી વિશ્વાસ ન કરશો ઘાતરે મા અંબાજી. ૨૫
તેરમો મહિનો મહા ઉત્તમ કેહેવાયરે મા અંબાજી.
મા હરિ પ્રતાપે પુરૂસોતમ સહુ ગાયરે મા અંબાજી. ૨૬
પરસોતમ માસે સંઘ ભરાય બહુ ભારીરે મા અંબાજી.
મા ચાચર ઉપર તરતી ચાલે ચાળીરે મા અંબાજી. ૨૭
આરાસુરમાં નિત્યે આનંદ થાયરે મા અંબાજી.

કરજોડીને બાપો શેવક ગાયરે ગા અંબાજી ૨૮

## બહુચરાજીના મહીના.

ચઈતરે ચંત ઘણું બાંધયું, નમી બહુચર આરાધું;
મન મારૂ ગોખે જઈ બાધું, શેવોને તમે શંખલપુરવાળી ૧
વઈશાખે વાવલીયા વાયા, માજીના પદ તળે આવ્યા.
અંબાજી મોટી છે માયા. શેવોને ૨
જેઠતો જુગતી છે સારી, હરી બ્રહ્મ થકી ન્યારી
ગોખ ઉપર જાઉ બલીહારી. શેવોને ૩
અસાડે મેઘ ઘણા ગાજે છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં નો અદભુતે વાજે શેવોને ૪
શ્રાવણે સરેવડે એ વરસે, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અમડાતા મરશો. શેવોને ૫
ભાદરવો ભલીપેરે આવ્યો, શેવકને મનસુખે થાવ્યો;
ખુડતાં ખાત્રલડી સાજે. શેવોને ૬
આસોમસે આવી દીવાળી, આવ્યાં છે અંબાને કાળી.
ગરબે રમે મોટાં મહાકાળી. શેવાને ૭
કારતકે કોયલડી બોલે, ના આવે માજી તોલે;
તે જોતાં ત્રીભેવન ડોલે શેવોને ૮
માગશરે માન સરોવર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે.
શેવકની મા કરજો સાહે. શેવોને ૯
પોશે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી.
કઉરવ સરવે ગયા હારી. શેવોને ૧૦
માહે તો મને નથી ગમતુ, મન માર રહે છે ભમતુ.
મન મારૂ માજીમાં રમતું, શેવોને ૧૧
ફાગણે ફરતી હોળી. પેહેરયાં માએ ચરણાં ને ચોરી.
કેસર બછાંટયાં છે હોળી શેવોને ૧૩
બારે માસ પુરણ કીધા, દઈતને દંડ ભલા દીધા,
દેવને ઉગારી લીધારે. શેવોને ૧૩

આસો સુદ બીજને બુધવારે, બારે માસ થયા નિરધાર
વલ્લભની કરજો મા મારે. શેવોને ૧૪

## રાધિકાજીના મહીના.

કોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કૃષ્ણ વાશે,
મહીનો દાની કુણ થાશે, કે જુમનાં જાતા હો પ્રાણી ટેક. ૧
કે માગશરે મન માહરૂં ગળીયું, વીખિયા ભાવથકી ટળીયું:
કે જેમ લુણ પાણીમાં ભરયુ કે જુમનાં ૨
કે પોસે સોસ પડયા અમને, વાલાજી શુ નમીએ તમને;
કે દીલાસા દીધા છે અમને કે જુમનાં ૩
કે માહે મકર તણે માતે. ફૂલડીયાં ઘેરંતી ખાધ.
કે વાલાજી મારા મથુરાંની વાટે કે જુમનાં ૪
કે ફાગણે ફેરફરે હોળી, કે આછાં ચરણાં ને ચોળી.
કે ચુંદડી મારી કેશરમાં રોળિ કે જુમનાં ૫
કે ચઇતરે ચતુર ચંત ધરતી. વાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તારે મારે વ્હાલે ફીથી નરતી કે જુમનાં ૬
કે વઇશાખે વાયા વાવલીયા, કે ઘેર પધારોને નાવલીયા;
કે દુધડે ઘોડ તારાં પાવલીયાં કે જુમનાં ૭
કે જેઠે જગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા.
કે વાલા મારા કશુંએ નલાવ્યા કે જુમનાં ૮
કે શાવણે શરવડીએ વરસે; કે નદીએ નીર ઘણું તરશે.
કે કેયલડિ ટઉકલિઆ કરશે કે જુમનાં ૯
ભાદરવો ભલીપેરે ગા[illegible], સઇયર ઘેર નલોણુ વાજે.
તો નો મારા રૂદીય[illegible] દાજે કે જુમનાં ૧૦
આસો રેજની અજવાળિ, કે સેવ વણુ કે સુવાળિ;
વાલા થાના આશા દીવાળિ કે જુમનાં ૧૧
કે રાધા હાથે સોનાની ચુડી. કે રમતાં દીસે છે રૂડિ;
[illegible] સરવે ગયાં છે બુડિ કે જુમનાં ૧૨

## તુળશીના મહીના.

ધન ધન પાટણ ગામ.

ધન તુળશી બાઈ ઉત્તમ નામ, સાંભળો ગુણવંતા ૧
અસાડે તુળશી રોપ રોપાશે;
દેવ દામોદરને નિંદ્રા નવ આવે સાંભળો ૨
શ્રાવણે તુળશી દેદારે પાને.
દરશના શ્રી નારાયણ તુળશીને નામે સાંભળો ૩
ભાદરવે તુળશી લેહેરેરે જાય;
કંઠે સોવરાવે શ્રી જાદવરાય સાંભળો ૪
આસોએ તુળસી આશા બળુદાં;
દેવ દામોદરે ખોળામાં લીધાં સાંભળો ૫
કારતકે તુળશી બાળ કુંવારી
લગન ગીરધારિને પરણ્યા મેરરિ. સાંભળો ૬
માગશરે મહાવટડે હરીએ;
શિયાળે તુળશિનાં આણાં કરીયે સાંભળો ૭
પોસ માસે પડયારે પોકાર;
મહા મહીને શુધ બુધ ન ભુલે;
તુળશિ વિના ત્રિભોવન ડુલે સાંભળો ૮
ફાગણે ફાગ ખેલેરે ગોવંદા;
પગરે પાવટડે હરી લલાટ ચંદા સાંભળો ૧૦
ચઈતરે ચંત બોલે હીડોળા;
હીંચોળે હીંચે શ્રી કૃષ્ન કાળા સાંભળો ૧૧
વઈશાખે વનસ્પતી મોટી;
ઓળોને ખોળે મેં રમત માંડી સાંભળો ૧૨
જેઠ માસે તુળશિ કરમાયાં,
સોળસે ગોપીયો પાણીડાં ચાલ્યાં, સાંભળો ૧૩
તુળશિને ક્યારે દીવા દીવલડા.

હરી હરી કરતાં જાય એના દીવસ સાંભળો ૧૪
હું તમને પુછુરે મારી તુળશિરે માતા.
કુણ તારી માતાને કુણ તારો પીતા સાંભળો ૧૫
ધરતી મારી માતને આભ મારો પીતા.
દેવકી મારી સાસુ ને કૃષ્ન ભરથાર સાંભળો ૧૬

## ઘોભણદાસના મહીના

કારતકે કોડામણીરે, શિળો પુનમ કેરો ચંદ વાલા.
રાધાજી કરે હરીની વીનતીરે, ચરણે રાખો ગોવીંદ વાલા ૧
માગશરે મેલી ગયારે, પીઉ ગયા પરદેશ વાલા.
ભરજોબનમાં ભામનીરે, અબળા બાળે વેશ વાલા. ૨
પોષ માસે પુરણમણીરે, સાંભળ સહીયર વાલા.
શ્રીકૃષ્ણ ચલ્યા દ્વારકાંરે, સોલસે ગોપીનો નાથ વાલા. ૩
મહા મહિને મન માહરૂ રે, ચીતડુ વ્યાકુળ થાય વાલા,
શમણાં લાગ્યાં શ્રી રામનાંરે, દીઠા નંદરાય વાલા. ૪
ફાગણ માસે ફરકીયારે, વાગે છે તાલ મૃદંગ વાલા,
મધુરીશિ વગાડે વાલો વંસળિરે, હોળિ ખેલે ગોવિંદ વાલા. ૫
ચઇતરે ચિંતામણીરે ના આવ્યો નાવલદાર વાલા
કોઈ લાવે પીઉની વધામણીરે, આપુ એકાવળ હાર વાલા ૬
વઇશાખે વન વેડિયાંરે, વેડિને દાડમ દ્રાખ વાલા.
કોયલડિ ટહુકા કરેરે, સરવે લાગે એનો સાદ વાલા ૭
જેઠ મહીનાના રણ તપેરે, જેવા ઉનાળાના તપ વાલા.
લંકામાં જવાળા પરજળેરે, ઉભા રહો રઘુનાથ વાલા ૮
અસાડ માસ ભલે ઉલટયોરે, થાય વીજળિઓના વેગ વાલા.
બળી હલદી બેની વારજારે, વરસ્યા બારે મેઘ વાલા ૯
શ્રાવણ વરસે સરવડિઓરે નદીએ નીરમળ નીર વાલા,
બીજે તે રાણી પદમણીરે બીજાય દક્ષણી ચીર વાલા ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શિતળ ચડયો શરીર વાલા
જે સ્ત્રીઓ બીજાનાં ઘર આંગણે પેઠેલા બીજાય પરદેશ વાલા ૧૧

આશો માશે દીવાળડીરે. સુંદરી સજે શણુગાર વાલા
લેલાટ ટીલડિ શેહાગશુંરે કઠે એકાવળ હાર વાલા ૧૨
બારે માસ પુરા થયારે આવેલો અદક મસ વાલા.
ગાય સીખેને સાંભળેરે, વિનવે ચોભણુદાસ વાલા. ૧૩

રણુછોડજીના સાત વાર.

આદીતે આનંદ શ્રયર કહુંરે ગીરધર શું ઘરવાસ વ્રજમાં રહુંરે સોમે પામ્યા સુખ શીરજી ફળીયારે શ્રી કંદજીનો લાલ મુજને મળીયારે આ મંગળે મને હેત હરીશુ લાગ્યુ રે, આ રૂદય કમળનુ બાણ હઇયે વાગ્યું આ બુધ આવ્યો શુદ્ધ જોવા જઇએ. આ છાની ટરીએ શુજ વાદલા થઈએ બ્રહ્મારપતી ગુરૂ પરતાપ સુખેછે શ શહુને આ શખી ઘણો આનંદ રાખ્યા વહુનેરે શુકરના શરત બોલ શહુતે ગતા આ લેતા તાળિ હાથ રજની રમતા આ શનીશ્ચ સંદેસો હરીને કહજ્યો આ જોગ બન્યોછે આજ રમવા આવે! આ શાત વાર જે ગાય નરને નારીય, તેનો વૈકુંઠ વાશજ થાય હેવ મોરારી.

રણુછોડજીની તિથીઓ

શખિ પડવે પુરાણુ શ્રમા જે કોઈ જાણે
રૂડા રણુછોડજીનો ધરમ વેગે વખાણેંયે; ૧
શખિ બિજે બોડાણેજી બોલ રહેજો આવીરે
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવારે
સખી ત્રિજે તુળશિનાં વન પ્રભુને પ્યારારે
હાથમાં વાવે હરીના જન શોભે સારારે ૩
સખિ ચોથે આવ્યા જાય સઉઅમી વાટેર
રૂદયમાં રણછોડરાય મળવા માટેરે ૪
સખિ પાંચમે પંડ્યા પથ તડકા તનમાં
સેવક હરીના જન મારા મનમાં ૫
સખિ છઠે તે છાપાં અંગ માળીનાં ધરીશે
રાખે રૂદીયા સાથે રંગ હવે મન હરિયાં ૬
સાતમે સુંદર શ્યામ, મોહન મળીયાં

હુતો આવીશ તમારે ગામ ફેરા ફળિયા ૭
સખિ આઠમે સુંદર શ્યામ મોહન મળિયાં
પુરવ દેશમાં કરરી મેહેર પથમાં પેઠા ૮
સખી નુમે નમ્યા જાય આણી રાખે
શેવક સુતા સાંગી માંદી હરી રથ હાંકે ૯
સખી દશમે આવ્યા ઠાકોર હરજી રશીયા
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વશીઆ ૧૦
સખી એકાદશીના દન ગુગળિ ઘેરથા
મધ રાતે આવ્યા મહારાજ હેરાણુ હૈર્યા ૧૧
સખિ બારશે બાંધ્યાં છે માલ શેવકથી છના
સોનુ તોસલા વાલ પુંજમાં પામ્યા ૧૨
સખિ તેરશે ગુગળિ ઘેર પાછા ફરીયા
અધરાતે આવ્યા માહારાજ કારજ સરીયાં ૧૩
સખિ ચઉદશે ચરણુઅ્રત પ્રેમે પીધા
હરી કઠચ્યુ થયા નંદલાલ સંદેશા ન કીધા ૧૪
સખિ પુનમે પુજા થાય શોભા સારી
દરશન કરવાને જાય નરને નારી ૧૫
સખિ પદર તથો સાત વાર જે કોઇ ગાશે
તેને મળશે દ્વારકાનો નાથ વઇકુંઠ જાશે ૧૬

## પંદર તથીઓ.

સખિ પડવે તે પંથે ચાલ્યા ગહા વનના તે મારગ ઝલ્યા ;
સાથે સીતાને લક્ષમણ બાળાં રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧
સખિબીજે મઢીમાં બીરાજે વજેરાં નદીયા તણાં નીર આજે
રામ મલી ગયા રૂડુ ગાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજો ૨
સખિ ત્રિજે તે વનની ઝાડીરે દશ પંગ મંઆવ છે દાહાડીરે
સારી શોભા સિતાજીની વાડી રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે ૩
સખુ ચોઠે કેવડીઓ મેહેકેરે, ફાલ્યો ફુલ્યોને મોધરો મહેકેરે
ઓની લીલી લટાઓ લેહેકેરે રઘુપતી રામ રૂદેમાં રહેજોરે ૪

સખી પાંચમે પોપટ પાળ્યોરે પાંખશીશીને કાંઠલો કાળેરે
મુખે રામ ભણુતો ભાળ્યો રઘુપતી રામ હૃદેમાં રહેજોરે ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે કુડો કપટી રાવણુ સાથે લાવ્યોરે
એ મુખનો મરઘ બનાવ્યોરે રઘુપતી રામ રૂદેમાં રહેજોરે ૬
સખી સાતમે શ્રી હરી સમર્થારે વાડી બેગિરેઉખાડયા છે ભમરારે
દુંખ સહીને ઉપાડયા છે ડગરા, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે ૭
સખી આઠમે એના નીહાળવારે, ધનુષ્ય ધરીને મ્રગલો માર્યો
મ્રગ મરતી વખતે પોકાર્યો રઘુપતી રામ રૂદેમાં રહેજો ૮
શખી નોમે તે નાંખ્યો તીરરે જઈ વાગ્યો મૃગ શરીર
વારે ધાજ્યો લક્ષ્મણુ વીર રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે ૯
શખી ધશમે કહે લક્ષ્મણુનેરે બેની વીા બોલાવેછે તમને
આડી આણુ દીધીછે અમને રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧૦
શખી એકાદશી અપવાશી લપટ લેવાનો લાગ તપાશી
રાવણુ સીતાને લઈ ગયો નાશી રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧૧
શખી બારશે હનુમાન બળીયો થેકી શમુદ્રને પાર ઉતરીયો,
જઈ જોગમાયાને મળીયો રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧૨
શખી તેરશે ત્રંબાળુ ભાગે હાક હનુમાન કેરી વાગે
લહાય લંકા તે ગઢમાં લાગે રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧૩
સખી ચઉદશે ચીત વીચાર ફોજ વાંદરાની રચી સારી
રામે રાવણુને નાંખ્યો મરિ રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧૪
સખી પુન્મે પ્રભુજી આવ્યા થાળ ભરિ મોતીડે વધાવ્યા
માતા કૌશલ્યાને મન ભાવ્યા રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧૫
સખી પંદર તથો થઇ પુરી એમાં એક યથી અધુરી
આત્મારામની વાણી મધુરી રઘુપતી રામ રૂદેમાં રહેજો ૧૬

પંદર તથો.

પુનમે અમને પુરણુ દરશન દેજોરે છોગાળા;
દયા કરી મારી દેહનાં દુખડાં ખોજો મોરલીવાળા ૧
પડત આવી પકડો મારી બાંય છોગાળા;

કાંઈ સત ગુરૂના શીતળ રાખો છાંય મોરલીવાળા ૨
બીજે મારી બાળક બુધી કાપો છોગાળા
દયા કરી મારી દેહનાં દુખડાં ભાગો મોરલીવાળા ૩
ત્રીજે હુતો તતપર થઇને બેઠી છોગાળા;
ગોરી જાતીતાને મુજને લાગી મીઠી મોરલીવાળા ૪
ચોથે ચતુર થ ગયાછો ચુકા છોગાળા
કાંઈ લેહ લાગી મે લાજ સરવની મુકી મોરલીવાળા ૫
પાંચમે પુરણવરતી કેહેવાય છોગાળા
મુજ હરી વીનાતો ઘડીએ ના રેહેવાય મોરલીવાળા ૬
છઠીના લખિઆ લેખ તે કેમ ટળશે છોગાળા
મુજ પ્રતીવરતાનાં કારજ કરવાં પડશે મોરલીવાળા ૭
સાતમે હુ ગુણ તમારા ગાતી છોગાળા
કાંઈ મોરલીને શબ્દ હીડુંડુ માતી મોરલીવાળા ૮
આઠમે અંતરિયા અંતરજામી છોગાળા;
જાદવ કુળમાં જન્મ્યો અંતરજામી મોરલીવાળા ૯
તુમે કરવા નરપતનાં કામ છોગાળા
મુજ મગળવારાશી ગયા મથુરાં ગામ મોરલીવાળા ૧૦
દશમે દાવાદળ આવી કોપ્યો છોગાળા
કાંઇ મામો કંસ મારીને રણસ્થંભ રોપ્યો મોરલીવાળા ૧૧
એકાદશિના પડદા—આલી ખોલો છોગાળા
કાંઇ અંતરજામી અમ સંગાથે બોલો મોરલીવાળા ૧૨
બારશે વંદરાવન રસ્તો કિધે છોગાળા
મુજ અપુસ જીવને શું મેલો વીલો મોરલીવાળા ૧૩
તેરશે કાંઇ ચરણકમળ ચીત લાગ્યુ છોગાળા
કાંઇ જન્મો જન્મની ભક્તિ તમારી માગુ મોરલીવાળા ૧૪
ચઉદશે કાંઇ ચરણ કમળના દાસિ છોગાળા
મુજ મંગળવારિ ગયા મથુરાં નાશી મોરલિવાળા ૧૫
અમાસે કાંઇ ધરણીધર કેહેવાય છોગાળા;

કાંઇ નરસઇ મેહેતા ગુણ તમારા ગાય મોરલિવાળા ૧૬

## પંદર તથિઓ.

પડવાની પણ પ્રિત ઝટમટ ભુલિરે મારા હરિ વીના એક વાત સરં- વે સુની; બીજે બાળાવેશ રહ્યું છું બાળિ, આ ઘરમાં કેમ રહેવાય વા ગે તાળિ. ત્રીજે ત્રભોવનરાય રાજ પધરો હરિ આવોને આપણે ઘેર હેત વધારો ચોથે ચતુરા નાર ચંચળ ચાલો પેલો વડોદરાનો વઇદ દુખડાં ટાળે પાંચમના પડદા હરિ શુ રાખ્યો મારે પ્રેમરસ પિવા કા જ હરિરસ ચાખયો છઠીના લખિયા લેખ તે કેમ ટળશે મારિ પેલા પેલા ભવની પ્રિત આવી મળસેરે સાતમના સંતાપ હરિશુ અમને આ શુ રહીએ મહારાજ લાજ નહી તમને આઠમે ઓછવ થાય હ- રિ હોય હેલિ, મારે સોળ ગોપીનો સાથ રમવા ઘેલિ, નોમે નમેરા નાથ નમેરા ના થઇએ આ ગોકુળિયુ મેલિ મથુરાં ના જઇએ દશમે દીન રાત દેહી મારિ દાઝે, ઘેર નાવલિયો રિસાય તે ઘણુ સાલે, એકા દશીનાં વ્રત મારે કરવાં, શ્રી જમુનાજીનાં ધ્યાન મારે ધરવાંરે, દ્રાદસી ને દહાડે દરશન દેજે. મારા સામળિયો ભગવાન સનમુખ રહેજે. તેરસના તો તન અમારા તુટયા, આ હરિહરિ કરતાં હોઠ અમારા સુકાયા. ચઉદશેનો ચતુર નવ સુવાણા, ઘેર રાધા સરખિ નારશ રિ- સાયાઇ પુનમે તો પંદર તથો થઈ કહાવે. મને સેજલડીએ સુતાં નીંદ્રા ના આવે.

## પંદર તથે.

હરિ હથ મેલને રાધે મોરિ સંગ બોલને રાધે
અઓલા બોલને રાધે ગુંગટડા ખોલને રાધે;
કુબા મેરા માનને રાધે. ટેક.
પડવે મોરિ સાહેલડી પેહેજી વાડીએ જાય
પેહેજી લાવે દાડમ ગોરિ છોલેને પેહેજી ખાય હરિ હઠ ૧
બીજે મોરિ સાહેલડી આ બીજ ઉગ્યો ચંદ
દાડમ કેરે દંતડે ગોરી આ સો માંડયો ફંદ હરિ હઠ ૨
ત્રિજે મોરિ સાહેલડી તરિયાજ વારોવાર,

આ બેડો હુ તો ઘણું કમાયો ભર્યો અનગણ મ
મધ્ય દરિયા વચે તોફાન લાગ્યુ શારે થશે હેવાલ બેડો ૧
ખલાશીયાતો ખરખડ કરેછે મહા જુલમ મન માંય
માલધણી, વિમાશી રહ્યા છે ડોલ્યુ દરિયા માંય બે ડે
મધ્ય દરિયા વચે ડોલ્યુ માતાજી વહાણને નથી વિશ્રામ
એક નામનો આશરો તમારો કરો સેવકનાં કામ બેડો ૨
એક નામનો આશરો તમારો. કરો સેવકનાં કામ બેડો ૩
ઊંચુ જોઉ તો આભ માતાજી નીચુ જોઉ તો નીર;
બાળા શક્તિ મારિ અરજ સાંભળજો સાજા રાખો શરિર બેડો ૪
કુવાયરાની લેહેરો લાગીને મોજાતણી શી વાત;
અપશુકનની આ વેળા આવીછે ધાઓ ધાઓ અંબેમાત બેડો ૫
હાથેથી હવે નેજા છુટ્યા શઢ પણ ડગ્યા તોડ
અન્ત સમાની આ વેળા થઈ હવે મોટે ભાલેછે ગોટ બેડો ૬
ડુંગરિએ તો દવ લગાડેલા પુરણ કીધેલાં પાપ
એક પોકારથી સ્તુતી કરશુ આનંદે આપો આપ બેડો ૭
અડધુ વહાણ મેં અરપણ કીધું સાક્ષિ ઊંચો આભ,
આ અવસર આરા સુરિ આવો નથી બીજો મારે લાભ બેડો ૮
જગત જનેતા સ્તુતી સુણી થયાં વાઘ ઉપર અસ્વાર;
ઝાઝ ઉપર જઈ ત્રીશુળ ઝંઝાટ્યું તાર્યુ તે જળ મોઝાર બેડો ૯
વેહેપારિઓતે અચરજ પામ્યા આવ્યું મનમાં જ્હાજ,
કરજોડી રેવા ભગત ભણેછે અરપી દીધો બધો માલરે. બેડો ૧૦

## દાણ લીલા

અલ્યા કાનજી તું ક્યારનો ઘેલો થયો જો, તુ તો શેનું માગે છે દાણજો મહીચી મટુકી ફુટસેજો ગોરસની થાશે હાણજો. ઘેલેલું શું બોલે ગોવાળીયાજો ૧ અલ્યા નવ જાણીએ કોય આપડીજો કોઈ કુમળશે માથા ફેડી નાખજો; મારગ મુકીને રેહજો વેગળોજો મારા કાંસને થાશે જાણ, ઘેલેલુ૦ ૨ તારો કંસ કમુંઈ નરશુ કરે, મારા સંગે છે સઘળો સાથ; અલી દહાડી તે દાણ ચોરી જતી, ઘણે દહાડે

આવી હાથ ઓાળી જાન તુ આહીરની ૩ અલ્યા હાથની તે હોંશ રખે રાખતોજને હાથે ચારી જાણે છે ગાયજો પાલવ મુકીને રહે વેગળો, મારી વૃજમાં થાશે જાણુ ધેહેલુ ૦ ૪ અલી વૃજમાં વશી ને વેર વાળશુ રખે રાખતી હૈયામાં હામ; નંદજીના નામ પ્રતાપથી હુંતો છેદુ તારા કંસનો હામ ઓળી૦ ૫ અલ્યા કંસે કરયુ તે વીસરે, ભાઇ હણ્યા પોતાના તાંહ નાશીને છુરો લાડકા અલી ઉગારયો છે વ્રજમાંય. ઘેહેલું૦ ૬ વળી વૃજમાં વશીને વેર વાળશુ, તુ તો જો જે અમારાં કામ અવનીનો ભાર ઉતારવો ધરયુ નંદકુંવર ઘેર નામજો ઓળી૦૭ અલ્યા સાચુ કહેતાં દુઃખ લાગશે પેટ માટે ચારો છો ગાય તુ, આવડો મોટો એમાં થયો તુને કોઇએ ન આપી ઘેહેલુ ૦ ૮ અલી આહીરની કન્યા અમો શુ કરૂ અમો સંગ્ય બ્રહ્મ-ચાર; રખે પડપડછાયો પાડતી તુ તો ધાબળીની ઓઢનાર ઓ૦ ૯ અલ્યા લાચ ટકાની મારી ધાબળી હીરા જડીત મારો છે હાર; આ-છી પટોળી મારી પેરણુંજા તું તો કામળીનો ઓઢનાર ઘેહેલુ૦ ૧૦ જેનો બ્રહ્માએ તાણો તાણ્યો એનો શંકર સરખો વણનાર તેરે ઓઢ-ણુ મારે કાંબળી તેનો શેષ ન પામે પાર ઓ૦ ૧૧ અલ્યા શેષના સરખુ તન તાહરૂં અમો ચંપકવરણી નાર, અલ્યા કાચા કનકને વેર વરયુ તુનો પશુ તણો પીડાર ઘે૦ ૧૨ તું શાને નીસરી મહી વેચ-વા અલી બેશી રહેજે ઘરમાંય; દોલત ઘણી છે તારા બાપને શાને અહી આય ઓ૦ ૧૩ આવે સદા વાટ માહી વેચતાં જઇ પુછો જસોદા માય; બાંધી મુઠી સવા લાખની ઉઘાડીએ તો પત જાય ઘે૦ ૧૪ અલી ઘણી ઇચ્છા છે મહી ચખાત મીઠી મેળવણીના સ્વાદ ફીકુ પડશે પાછુ આપશુ તું શાને કરે વીવાદ ઓ૦ ૧૫ અલ્યા ગોરસ કેર કોણુ ગણુજો તુનો ઘણી દીસે છે રીસાળ હશીને તાળી લે હાથ માં, તુ પ્રીત ધરીને રસ આલ ઓ૦ ૧૭ અલ્યા માગ્યાં મુગતાફળ પામીએ, હઠ કરે કાંઇ નહી તને લાડકા, મન આણત કાંઇ વિવેક ઘે૦ ૧૮ અલી વીવેક ઘણો છે મન માહરે, જવા નહી દેઉ નીરધાર; આપ્યા વિના કેમ છુટસો તારા માગ્યુ તુ બ્યુચાર ઓ ૧૯ તારા મ-

નન્દ વીચાર મે જાણીયે હકશાને કરાશે હાથ; મનમાં મન મળી ગયુ, જેમ સાકર ભેળી દુધ માય ધે૦ ૨૦ સાકર સરખા બોલ પ્રીતનો બાંધ્યો તુજ પાસ હું આપુ તમોને કોલ ધે૦ ૨૧ ભેદ ભાગીને રસ વાધીયો, ગોવાળીણી લાગી પાય નંદજીના કુંવર કૃપાળને, હલટ અંગે તે ન માય ધે૦ ૨૨ જો કોઇ ગાય શીખેને સાંભળજો તે ફરી ન આવે ગરભ વાસ; દાણલિલા દીનાનાથની, ગુણ ગાય રતનીયો દાસ ધે૦ ૨૩

## કજોડાવાળી સ્ત્રીના વિલાપ વીશે ગરબી

[ અલબેલી અંબે માત જોવાને જઈએ એ રાગ. )

બળ્યો બળ્યો આ અવતાર દુખ મુજને ઝાઝુ;
મારો સ્વામી છે નાનુ બાળ નીત્ય દેખી દાઝુ ટેક.
નવ વરસનો નાથ છે મારે હુ છુ જોબન વેશરે
સોળ વરસની ઉમર મારી તેથી થાય કલેશ દુઃખ ૧
પાપી પીતાને શુ હવે જાચુ કાંઇ ન રાખ્યું ભાનરે
કુલીન ઘરનો વર જોઇ મને કીધુ કન્યા દાન દુઃખ ૨
બાળપણામાં ઝેરથી મુજને મારી હોત તો સારૂરે
આ અવસર નહી બળતે આવું કુણુ કલેજુ મારૂ દુઃખ ૩
બાળક અણસમજુ પતિ મારો દેખી દીલ બહુ દાઝે
દુખ રૂદેનુ કેહેતાં આજે મન મારૂ બહુ લાજે દુઃખ ૪
પોહોર દીવસ ચડે પોહોડીને દાતણ પાણી ન કરતો;
રોતો રોતો મા પાસે જઇ પેટ પોતાનુ ભરતો દુઃખ ૫
ખાનો ખાનો પેશાબ કરતો મા તેની કળકળતીરે;
ભાન શરીરનુ લેશ નહી તેને તેથી હુ નીત્ય બળતી દુઃખ ૬
આ કરતાં પીરૂ હોત નહિ તો માનત મનથી સારૂરે
દેખીને દાઝે છે આજે કુણુ કલેજું મારૂ દુખ ૭
અધુરામાં પુરો મુજો કામ ઘણુ દુખ દેછેરે;

નર કરમ કરવાથી મુજને બીક ઘણીરેમન રેહેછે;
સમજજો કદી હોય પીડ તો લોકમાં નત નાંદાંયરે
પર પુરૂષનો ગરભ રહેતો મારી ફજેતી થાય દુઃખ ૯
શોખિલા નર જોઇને મારૂ મન ઘણું અટળાય;
કામદેવના તાપે કરી મારૂ શરીર નાય સુકાય. દુઃખ ૧૦
મેશ્રરાશી કહેછે મુખ્યથી કોઇ કજેડુ ન જોશોરે
દુખ પુત્રનું દેખિ અંતે, પોક રોશોરે દુઃખ ૧૧

## ગરબી

સુણ ચતુરસુજાણ પરનારીની પ્રિત કપુના કીજીએ
જેને પ્રિત કરી પરનાર તણી તેને હેડે રૅયુ રાય ઘણી
એણે કુળની લજજા કાંઇ નારે ગણી. સુણ૦ ૧
તમે પેહેલા ભમશો દુતીને તારૂ સરવશ લેશે ધુતીને
પછી રેહેશો અંગભભુતીને સુણ૦ ૨
તમે બેઠા મુકો મરડીને કાળજુ ખાશે કરડીને;
નહી મુકે માસ આંતરડીને સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને તારૂ સરવે લેશે વાઇને:
તને કરશે ખોખુ ખાઇને સુણ૦ ૪
પ્રિતમના સ્વામી હો પ્યારા તમને ગોપીઓ કરે કાલાવાલા
તમે દરશન દોની મોરલીવાળા સુણ૦ ૫

## ગરબી.

મારી બાઇજી છે મનમાન, સમ હું ખાઇશરે;
મરી નણદલને નહી ગમે તો ગહીયર જાશરે
બાઇજી બુધ વિના મેં માળા ટોડલીએ ભરાય રે
ઘેલી થઇ ઘર કાગજ લાગ્યુ ત્રગતી વિગત ન આવી સમ ૧
શુ સમરી આકાસેઆવી ગગને ઘેર લઇ ચાલી
વંદ્રાવનમાં ગઉ ચરાવતાં સમ ૨
અમે બહુવારૂ નાનાં માટે બોલતાં મુખ બીજેરે,
મોહનનુ મુખ મીઠુ કરાવી આગા માગી લીજેરે સમ ૩

ફેરે ફેરે પુજી જેઅનેને ઓરયુ ન પડે આહાર
રામક્રષ્ન પ્રભુ રંગનો રશીયો સહુની લે સંભાળ

## ગરબી.

વારે નણદલ બોલી વાત સમ શા ખાશોરે
જ્યારે આવશે મારો ભરાત સાંચા થાશોરે
કહેવારે મારા ભાઇને એને કાનુડો બહુ વહાલોરે:
મોહનને કાજે રૂડા દીસોછો ગાળ અમારી ઘાલો સમ ૧
કેહાનુ કરણ ફુલ તે કયાંય આવી વીસારી
તે મે કહાનને કાને દીઠુ સાખ્ય છે પડોશી મારી સમ ૨
હરિને નીરખે પ્રિતે નિરખ્યાવિના વહુને અન્ન ન ભાવે
સામળીયો સાખેલો થઇને વહુજી માટે આવે સમ ૩
વહુને અતી ઘણો વહાલો છે સામળીયો શામ વરણ
રામ ક્રષ્ણ પ્રભુ રંગનો રશીઓ મથુરાનો ભગવાન સમ ૪

## ગરબી.

મારા મન ગમતા તમહારાજ મારે ઘેર આવો
હુ તો તલસુ તમારે કાજ હશીને બોલાવો
વાલંબ ન કરશો વીઠલા આવો અમ ઘેર આજ
પેર પેરનાં પકવાન પડાવુ ત્રિકમ તારે કાજ. માર૦ ૧
મનમાં હતું જે મારજી મુખથી કેમ કેહેવાય
આવી શકોતો આવજો મારૂ જોતામાં જોબનજાય મારા૦ ૨
આ જોને આંગણીએ ઉભા રંગીલા રણછોડ
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી પુરો મારા મનડાના કોડ મારા૦ ૩

## ગરબી.

જેનો પેહરડો તે પરઘેર જાય સખિ શુ કરીએ
અમથી એકલડાં ન રહેવાય વીજોગે મરીએ ટેક.
રૂપ જોવરતો રશીયો રૂડો પગણે કરેછે પ્રિત
અણ તેડયો આંગણીએ આવે એની તે એની રીત સખિ
બોલાવ્યો બોલે નહી કેને કેહીએ પેર

શેરડીએ સામો મળેરે વ્હાલો નીચાં તે ઢાળે નેણુ સખિ ૨
છળભેદમાં છાનો રમે અમને વાયદે વાય
સ્વિના સ્વામી પ્રભુ અંતરજામી વાહાલા અર્થ પડે ઓળખાય સ ૩

## ગરબી

જાવ જુઠડા કહાન જાઓજી જાણ્યા
એવા ધુતારાના ઢંગ પંથેગ માણ્યા ટેક
વાટ જોવંતા રજની વીતી આવ્યા ઉગમતે સુર
કામણગાળા કાહાનજી વાલે અમને વીસાર્યાં છે દુર જાવ૦ ૧
પરનારી શું પ્રિતડી કિધી હામો હામ
અહી આવીને શુ કરેરે જેનો ઘેર ઘેર હોય વીશરામ જાવ૦ ૩
કોઈ મંદીરમાં કાહાનાજી કીધી લીલા લેહેર
સ્વિના સ્વામી પ્રભુ અંતરજામી મેતો જાણી જાણી તમારી પેર
જાવોજી જાણ્યા૦ ૩

## ગરબી

મને કૃષ્ણ જોવા ૧ કોડ સમયર ચાલોને
રૂમીયાજીને લાગુ પાય હરિવર આલોને ટેક.
દંરે દંરે દીવા કરૂ પુજુ શંકર દેવ
સામળીયો વર પામવા હુતો કરૂ શભુની શેવ સઈ૦ ૧
ગોકુળની ગોવાળણીરે હીંડે મલપતી ચાલ
એના ઉપર મોરનમોહી રહો એનુ મુખડુ' છે લાલ ગુલાલ સ૦ ૨
સાસુ મારી જશોમતીરે સસરો શ્રી નંદલાલ
કંથ કોડીલા કાહાનજી મારૂં સાસરૂ ગોકુળ ગામ સઈ૦૩
કાળદ્રિને કાંઠડે નાતા નીરમર નીર
વસ્ત્ર વીઠલો હરી ગયો હુતો સેણે ઢાંકુ શરીર સઈ૦ ૪
ગાય શીખેને સાંભળે ગણી રાધાજીનો રાસ
નરનારી વઈકુંઠ પામશેરે ગાય નરસઈયો દાસ સઈ૦ ૫

## ગરગી

તારી મોરલીએ માહારાજ મન હરી લીધાંરે

મારી ગઈ છે શુદ્ધને સાન કામણ કીધાં ટેક.
સાંભળતામાં શુદ્ધબુદ્ધ ભૂલી ને તન મન વ્યાકુળ થાય
પુરપતી પરવાર સહુ મને મંદીર ખાગ ધાય મન ૧
અંતરમાં વાકુળ થાયરે વીસરી ભોજન પાન ?
અવળાં આભુષણ પેહેરીયાં મેંગે નેપુર ધાલ્યાં કાન મન ૨
એંથે તે કાજળ સારીયાં નયણે સીંદુર રેખ
એક એકથી ઉતાવરી નીસરી આવી તે દેખાદેખ મન ૩
સનમુખ આવી ઉભા રહ્યા નયણે નીરખ્યા નાથ
લક્ષ્મણના સ્વામી સંગે રમતાં મેતો હરખે જોડયા હાથ મન ૪

## ગરબી

ત્યારે બોલ્યા હળધર વીર અહી શીદ આવી
તને કોને દીધો સાદ બુદ્ધિ ગમાવીરે ટેક
ઓની વેળા અરધી રાતે કોને શુ છે કાજ
શીરસજ થઈ ને નીસરયાં તમે ખોઇ તે કુળની લાજ, અહી ૧
દો તણી મરજાદ લોપીને ન ગણો સહુ સંસાર
પગ ખોય પ્રતિવ્રતા તણુંરે તુતો તજરે ભરથાર અહી ૨
હું જાણુંછુ વન જવાને આવ્યા સહુ નીરધાર
બનશીરે બટની કુસુમ કરીવર ભમરો કરેરે ગુન્જાર અહી ૩
વન જોયુંને ઘેર પધારો સ્વામી તમારી આશ
લક્ષ્મણના સ્વામીનાં વચન સુણીને ગોપી થયારે નિરાશ અહી ૪

## ગરબી.

ત્યારે બોલ્યાં ગોપીજન હવે કયાંહાં જઈએરે
તમે સારો અમારી આશ એમ ન કરીએરે
માતા પીતાનુ કયુ ન માન્યુ ન ગણ્યો ઘેર ભરથાર
તમો વિના અમને કાંઇ નવ ગમે સુનોલાગે સંઉ સંસાર હવે ૧
સમરણ કરોને મારી સાથે રૂડુ વંદ્રાવન
ના કહેશો તો નિશ્ચેરે ગડશે તમ આગળ અમારૂ તન હવે ૨
આસ ભરતાં અમો આવીયારે રમવાને તમો સાથ

તેડીને તરછોડીઆરે તેતો ન ઘટે તમને નાથ
અંતર પ્રીત જોઈ અબલાઓને હસીને બીડી બાથ
લક્ષ્મણના સ્વામીએ રાસ રમાડ્યો સરદ પુનમની રાત હવે ૪

## ગરબી.

શ્રી વંદ્રાવન મોઝાર રાસ મહી માલેરે
સર્વ કનક મણીના થાળ ઠમકે ચાલેરે
ઘુઘરી ઘમકે ને નેપુર ઠમકે ઝાંઝરનો ઝમકાર
કંઠે પરસ્પર બાવડીરે થેઇ થેઇ કરે સર્વ નાર રાશ ૧
આલીંગન ઉપર હ્યો ચુમ્બન આનંદ ઓછવ થાય
સામળીયા શું રંગભેર રમતાં ઉલટ અંગ ન માય રાશ ૨
વીઠલને વશ કરવાને કાજે હબપે કરતી આજ
નેણ કટાક્ષ નેણ જોતી ગોપી લેતી પરસ્પર તાળ રાશ ૩
સુધ ન રહી શરીરની ને રજની કીધી ખટ માસ
લક્ષ્મણના સ્વામીની સંગે રમતાં
ગોપી કરતી હાશ વિલાશ રાસ મહી માલેરે રાશ ૪

## ગરબી

સખી સંધ્યાએ અમો સાંચર્યારે જમુનાની તીરે હ
દુરલભ દરશન દીજીએ શામ સ્વામ શરીર હાં ૧
ગોવાળીયાની વૃજમાં હરી રમતા દીઠા હાં
ગતે ગઈને ઘમસાઇ પડી અતી લાગો મીઠ હા ૨
સર્વ શખી ટોળે મારી ગત મત ખોઇ હા
શ્રીવલ્લભ પ્રભુ પાતળા માગશર મળતાં હા ૩

## ગરબી

શખી સંધ્યાએ પાણી સાંચર્યા જમુના જળ
વાટે મળ્યા વણાગીયા મારાં દુખડાં હ હરે હરભલવાળા
મેં પુછુ મન ભાવતું છબીલા વાર હા
સાચા છીએ અમે સુંદરી ઓશીશ તમારૂ હા ૨

કોઈ દિન ઘેર આવો નહી જાતાં ને વળતા હા
શ્રી વલ્લભ પ્રભુ પાતળા માગસર મળતાં હા ૩

ગરબી

ઉભલા તે રેહેજો કહાનજી જમુનાને આરે
જળ ભરવા અમે આવશુ વારેને વારે
ચોદશ ધેન ચરાવજો અમે નીર ભરીશુ
આંખ પાખના નેણમા અમે પુરણ કરીશુ
હરી મુજને વાહાલા ઘણારે હુ હરીને વહાલી
શ્રી વલ્લભ પ્રભુ પાતળા ઘેર આવો ચાલી

ગરબી

મરકલડા કરે માનની કોઈ વાનક જાશે
રાધાજી તે ચમકે ચાલીયાં ઘણો રંગ રાચે
સામગ્રી સરવે જોઇ કરી થઇ લાલચ ગેલી
શાક પાક સુંદર કરીને થાળ આગળ મેલી
જમવાની શા જુગતી બની શીર વેણી છુટી
ધાઇને આવ્યા કાનજીરે હુતો જમતા ઉઠી હા ૩
લાખેણાના ચાલનો લાખેણો લટકો હા
શ્રી વલ્લભ પ્રભુ પાતળા મારા ચીતમા અટકો હા ૪

ગરબા

હારે ચાલો ડાકોરમા જઇ વસીએ
,, મને લેહે લગાડી રંગરશીએરે ચાલો ડાકોરમા ૧
,, પ્રભાતને પોહોર નોબત વાજે
,, અમ દરશન કરવા જઇએરે ચાલો ડાકોરમા ૨
,, લટપટી પાઘ કેસરીયા વાઘા
,, કાને કુંડળ સોહઇએરે ચાલો ડાકોરમા ૩
,, પીળા પીતાંબર જરકશી જામા
,, મોતીની માળા સોહઇએરે ચાલો ડાકોરમા ૪
,, ચંદ્રબદન અણીઆળી આંખો
,, સુંદર મુખડુ સોહઇએરે ચાલો ડાકોરમા ૫

' રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે
' મન મોહ્યુ મોરલીએરે ચાલો ડાકોરમા ૬
' મીરાબાઇ કહે પ્રભુ ગીરધર નાગર
' અંગો અંગ જપ ગળીએરે ચાલો ડાકોરમા ૭

## ગરબી

' લટકાળો ગરીવરધારી
' મને મારી નેન કટારીરે લટકાળો ગીરધારી ટેક.
' આજ મળ્યા વાલો જુંમનાની તીરે
' એની રૂપ રસીક છબી ન્યારીરે લટકાળો ૨
' સામળીએ કહ્યું સાનમારે
' મારા પ્રાણ થકી ઘણી પ્યારીરે લટકાળો ૩
' હદાભટના હરી કરયુંરે કામણ
' મારી સુદ્ધબુદ્ધ સરવે વીસારીરે લટકાળો ૪

## ગરબી

' મારા સગ હાલે મળજો
'પેલુ વચન બોલ્યા તે હરી પાળજોરે મારા ૧
'રસ્તે આળ ન કરીએરે વાહાલા;
' મારી સાચી વાત સાભળજોરે મારા ૩

' પેલા લોકો ડરાવ્યા નવ ડરજોરે
' હરીભટના હરી છો હજું કાચા
' તે માટે પાછા વળજોરે મારા ૪

## ગરબી.

' ચાલો ચાલો ચતુર કાઇ લાવજો
' તમે આવી અમને શુ બાળજોરે ચાલો ૧
' વળગ્યા જુઓ ન કરો વહાલા
'તમે આવી અમને શુ બાળજોરે ચાલો ૧
' દેખે હરીજન થાઓ સમજણા

' અમે લાજીએ ને તમે ગાજોરે ચાલો ૩
' હરી ભટતા હરીને કરીએ હુકારા
' માટે હેત ઘણેરા અમને દાજેરે ચાલો ૪

ગરબી

' જુમનાની તીરે વાહાલો હારે જીવણને જોવા ચાલોરે જુ ૧
' જુંપનાકી નીરે તીરે વાલો ધેન ચરાવે
' મોરલી બજાવે નદલાલો જુમનાની ૨
' ઘણે દહાડે ઘેર આવ્યા નહીરે જવા દેઉ
' માટે મનખા દેહનો લાવોરે જુમનાની ૩
' હરીભટના હરી છો રંગરસીયા
' માટે ઘેરીને ઘરમા ઘાલોને જુમનાની ૪

ગરબી

કહેવા દેને કાહાન તારી કેહેવા દેને કાહાન
વાહાલાનુ વદવાદ લડેછે રવી ઉગમને ભાણુ તારી ૧
બીત્રડાવો તે બીજી નારી ખરૂ લોહોડુને આરસપાણુ તારી ૨
વંદ્રાવનની કુંજ ગલીમાં હલકુ પીંપળીઆનું પાન તારી ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર વજા અમારા વાન તારી ૪

ગરબી

કાહાન માગ્યો દો જસોદાજી કાહાન માગ્યો દો ટેક.
આજની રૂજની રંગભેર રમતાં પરભાતે પાછો લ્યો જ, ૧
કલ્લા કાળી એણુત્રટ બીજ્યા હાર હઈયાનો લો જ, ૨
હસ્તીને ઘોડા માલ ખજાના વેદુલ સઝુતી લો જ ૩
મીરા બાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ ધરણુકમળ ચીત લો જ ૪

ગરબી

લીધુરે મટકે મારૂ મન લીધુરે લટકે ટેક.
વંદ્રાતે વનમા વેણુ વગાડે વાંસતણે કટકે મા ૧
ગર્વતા ભંગ કરયા ગીરધારી અથને મારયા છે ઝટકે મા ૨
પટ પીતાંબર હરીએ પેહેરયા મોહી હુતો પીળુડે પટકે મા ૩

મીરાં બાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણ કમળ ચીત અટકે ૪

## ગરબી

મહી ઢળશે મ રૂ મોહનલાલ મહી ઢળશે મારૂ ટેક
લાખ એ લાખનુ માટ ત'હારો શોભીતુ' સારૂ મો, ૧
તમે વનમાળી ન કરો આળી અમે વહુવારૂ મો, ૨
ફુલ પડે તેની ચોરસ ગુથે લોક બોલે ન્યારૂ મો' ૩
મીરા બાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણ કમળ વારૂ. મો. ૪

## ગરબી

સામળીયા લાલ આસુડી સ'તાપે કહે કેમ કીજીએ:
કયા જઈએ હરી ઘરમા બેશી રહીએ તો રાડ ખીજશે ટેક.
મારી સાસુ સ ખણી છે એવી નણદલને નાતરે દેઉ પેહેલી
તે તો વાત નથી કેહેવા જેવી શામળીયા ૨
મારો સસરો સાધુ જન ઘણો મને આકરો છે તેનાજ તણો
મારે જેઠ ઝાપડો બુદ્ધી વનો શામળીયા ૨
જાણે સુડી વચે સોપારી હુતો અનાથ ની છુ તમારી
પદ ગાશે વઈશ્નવ વીચારી શામળીયા ૩

## ગરબી

ઓ જસોદાજી આત્રડો લાડક્યાેા લાલ ન કીજીએ
આલો ત્યા સુ'ધી સુતના પ્રેમ ચરીત્ર દેખાડી દીજીએ ટેક.
કાલે કૌતક કીધુ મદીરમા એણે માખણપે'ડો લીધો કરમા
એણે માકડા ઘાલ્યા ઘરમા ઓ જસોદાજી ૨
વાલો સ'તાડયા શોધી કાઢે હોય ઉચા પણ હેઠા પાડે
એતો ખાય ખવરાવેને વનસાડે ઓ જસોદાજી ૩
ઘાલો સુતા બાળકના અ'ગ મોડે મારા બાંધ્યા વાછરૂ છોડી મેલ
દધી ગોરસ દુર થકી ફોડે ઓ જસોદાજી ૪
દયા પ્રીતમના સ્વામીના રશીયા દધી ગોરસપર આવે રશીયા,
ધન્ય ભાગ્ય અમારૂ વીજમાતશીયા ઓ જસોદાજી ૫

# ધી જૉલી પ્રિન્ટિંગ વર્ક્સ

આ છાપખાનામાં સર્વ જાતનુ છાપવાનું-ફૉર્માનુ તેમ જોબવર્કસ તેમજ બીલોનાં બીજાં પરચુરણ કામો ઘણી ... થી તેમજ તાકીદે કરી આપવામાં આવે છે.

પ્રુફ વાંચવાની કડાકુટ કામ આપનારને રહેતી નથી તેથી તેઓ સાહેબોને ઉજાગરો રહેતો નથી.



કામ નિયમીતરીતે વખતસર આપવાથી કામ આપનાર સાહેબોને કોઇપણ રીતે નાખુશ થવાનુ કારણ મળતું નથી.

ભાવ કીફાયત-એકવાર કામ પાડી ખાત્રી કરવા ફરમાવો ... ઘણો સુ... ધી ગોન્સ ... જુના ગ્રહસ્થોને કરવામાં આવે છે.

દયા પ્રીતમના સ્વા...

ધન્ય ભાગ્ય અમારૂ વીજ